॥ श्री गणेशायनमः ॥

" दानेन भूतानि वशी भवन्ति "

# વામન-અવતાર.

## (બલિ-ચરિત્ર)

## નાટકનાં ગાયનો

શ્રી રમાકાન્ત નાટક સમાજ માટે

પ્રયોજક તથા પ્રકાશક

અમૃતલાલ એમ. આઇ. આશારામ ઓઝા

લેખક

કવિ રામજીભાઈ નાગરજી મહેતા (વ[illegible]પાડ)

આવૃત્તિ ૧લી — પ્રત ૫૦૦૦



સંવત ૧૯૭૭ — સને ૧૯૨૧

મૂલ્ય ત્રણ આના

॥ શ્રી ગણેશાય નમઃ ॥

# વામન-અવતાર.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત



મંગળાચરણ—ઈશ્વર સ્તવન. વસ્તુ સૂચન.

અંક ૧ લો.

પ્રવેશ ૧ લો.—ક્ષીર સાગર. સમુદ્રમંથન કરી મેળવેલા રત્નોની વ્હેંચણી માટે દેવ દાનવ વચ્ચે તકરાર. ઇન્દ્ર તથા બળિનું યુદ્ધ. વિશ્નુ તથા શંકરનું પ્રકટ થઈ યોગ્ય વેંચણી કરી આપી ચાલ્યા જવું. બાદ અમૃત માટે ફરીથી તકરાર. મોહીનીનું પ્રાગટય. દાનવોનો મોહ. મોહીનીના હાથથી અમૃતની વ્હેંચણી. દાનવોને મોહમાં નાંખી દેવોનેજ અમૃતપાન કરાવવું. કપટથી અમૃતપાન કરવા જતા રાહુનો શીરચ્છેદ. ટેબલો.

પ્રવેશ ૨ જો.—રસ્તે. ફરવા નીકળેલી ત્રંબક તડાકીયાની લાડવાઈ સાથે વાતચીત. નવીની સ્વતંત્રતા. તડાકીયાની મુંઝવણ.

પ્રવેશ ૩ જો.—બલિઉદ્યાન. પરિચારીકા સંગે બલિ સુતા અનંગભદ્રાનો પરિહાસ. મૃત્યુલોકમાં વિહાર કરવા નીકળેલા જયંતકુમાર ઉપર મુગ્ધ થવું. અચાનક બલિનાં આગમનથી બન્નેનું ગભરાવું ઇંદ્રકુમારને કેદ

કરવાનો હુકમ ફરમાવી બલિનું ચાલ્યા જવું. બાદ અનંગભદ્રાનું હરણ સ્વર્ગમાં જયંત કુમારનું નાશી જવું. શુંભ નિશુંભ દાનવોનું સ્તબ્ધ થવું. ટેબ્લો.

પ્રવેશ ૪ થો.—બલિ મહાલય. પુત્રીનું હરણ થવાથી બલિનો ક્રોધ અને રાણી વિંધાવલીની ચીંતા. ગુરૂ શુક્રાચાર્યની આજ્ઞાથી સુરેન્દ્ર ઉપર ચઢાઈ લઈ જવાની તૈયારી.

પ્રવેશ ૫ મો.—ઇન્દ્રમહાલય. બલિની અમરાપુરી પર ચઢાઈના સમાચાર નારદે આવી આપવા. ઈન્દ્રની અકળામણ. બાદ નારદની યુકિતથી ઇન્દ્રે બ્રાહ્મણનું રૂપ ધારણ કરી બલિ પાસે તેની યુવાનીનું દાન માગવા જવું.

પ્રવેશ ૬ ઠો.—જયંતનો શયનાગાર. અનંગભદ્રા અને જયંતનો શૃંગાર. જયંતીની ચેષ્ટા. બાદ બલિકુમાર બાણકુમારે આવી જયંતીનું હરણ કરી ચાલ્યા જવું.

પ્રવેશ ૭ મો.—રસ્તો. ત્રંબક તડાકીયાનો નવી સાથે વાદવિવાદ બાદ ફડાકીયા વૈદ અને તડાકીયા જોશીના પુત્ર પુત્રીના લગ્ન સારૂ ગોર વીજણાશંકરે આવી કરી દેવું.

પ્રવેશ ૮ મો.—બલિની રાજસભા. કપટવેશ ધારી ઈન્દ્રની બલિ પાસે યુવાદાનની યાચના. શુક્રાચાર્યનો અટકાવ. નારદે આવી ભેદ ખોલી દેવો. ઇન્દ્ર કેદ. ટેબલો.



## અંક ૨ જો.

પ્રવેશ ૧ લો.—અમરાપુરીનું ઉપવન. હરીકીર્તન કરતા નારદે દેવગુરૂ બ્રહસ્પતીને બલિની અમરાપુરી પર ચઢાઇના સમાચાર આપવા. બ્રહસ્પતિની ચીંતા. અને તરત શચિ પાસે જવું.

પ્રવેશ ૨ જો.—ઇન્દ્રાસન. ઇન્દ્ર કેદ થવાથી દેવ દરબારમાંનું દીલગીર થવું. દાનવ મંડળ સહિત બલિનું ઇન્દ્રાસન પર બેસવા આવવું. બ્રહસ્પતિયે અટકાવવો. શચિ તથા બલિનો વાદવિવાદ. બળાત્કારે સીંહાસન પર બેસવા જતાં ચમત્કાર. બલિનું સ્તબ્ધ બની પાછા ફરવું. ટેબલો.

પ્રવેશ ૩ જો.—અનંગભદ્રાનું રંગભુવન. જયંત સંગે આનંદ કરતી અનંગભદ્રા પાસે બલિનું આગમન. ઇન્દ્રને કેદ મુક્ત કરવાનું વચન આપી જયંત તથા અનંગભદ્રાને પોતાની સાથે શોણીતપુર લઇ જવા.

પ્રવેશ ૪ થો.—ફરશુરામ વૈદનું ઘર. લંગડી છોકરીના લગ્નનું ફુઠાકીયા જોશીના છોકરા સાથે સાટું થવાથી, ધણી ધણીયાણીનો આનંદ.

પ્રવેશ ૫ મો.—હરિમભુવન. દેવાંના સંગ હરિમનો વાણીવિનોદ. વિષ્ણુયે વામન અવતાર ધરી દેવોને દુઃખ મુક્ત કરવા અદિતિને વરદાન આપવા જવું.

પ્રવેશ ૬ ઠો.—બલિભૂવન. સો યજ્ઞ પૂર્ણ કર્યા શીવાય સ્વર્ગમાં જવા માટે શુક્રાચાર્યે ઠપકો આપવો. છેલ્લો સોમો યજ્ઞ કરવાની તૈયારી.

પ્રવેશ—૭ મો. જયંતીનું રંગભુવન. બાણકુમાર. જયંતીનો આનંદ વિનોદ.

પ્રવેશ ૮ મો.—કશ્યપાશ્રમ. અદિતિની ઉગ્ર તપશ્ચર્યા. વિશ્નુ પ્રાગટ્ય. વરદાન પ્રાપ્તિ વામન સ્વરૂપ દર્શન.

પ્રવેશ—૯મો. જોશી નવી વૈદ વૈશાલી. તથા ગૌરનું ચરીયામ રસ્તા ઉપર ભેળા થવું. લગ્નનો દિવસ નકકી કરવો. સર્વેનો આનંદ

પ્રવેશ—૧૦ મો. શોણીતપુરનું કારાગૃહ. કપટ કરી કેદ કરેલા જયંત ઉપર બળિનો જુલમ. અનંગભદ્રા જયંતી બાણ કુમારે વચમાં .પડી અટકાવ કરવો. બળિનો ક્રોધ. ઇન્દ્ર કેદ મુક્ત થવાના સમાચાર. દેવ સૈન્ય સહિત ઇન્દ્રનું આક્રમણ. યુદ્ધ. બળિ પરાજય. ટેબ્લો.



અંક ૩ જો

પ્રવેશ—૧ લો. ઈન્દ્ર મહાલય, ઈન્દ્ર કેદમુક્ત થવાથી દેવોનો આનંદ બળિના છેલ્લા યજ્ઞની તૈયારીથી દેવમંડળમાં ગભરાટ. નારદે આવી વિશ્નુનો વામન અવતાર થવાના સમાચાર આપવાથી સર્વેનું આનંદ પામવું.

પ્રવેશ—૨ જો. ત્રંબક તડાકીયાનું ઘર -લગ્નના વરઘોડાની તૈયારી.

પ્રવેશ—૩ જો. અદિતિ આશ્રમ કશ્યપની બળીના યજ્ઞમાં જવાની તૈયારી વામનની સાથે જવાની હઠ વામનને સાથે લઇ કશ્યપનું શોણીતપુર પ્રયાણ.

પ્રવેશ— ૪ થો. લગ્નમંડપ. કાંણીયોવર. અને લંગડી કન્યાના લગ્ન. પોગળ ખુલ્લું થવું.

પ્રવેશ—૫ મો. જયંત ભૂવન. અનંગભદ્રા અને જયંતનો આનંદ. પિતાના યજ્ઞમાં જવાની તૈયારી

પ્રવેશ—૬ ઠો. યજ્ઞમંડપ. બળીના છેલ્લા યજ્ઞની સમાપ્તિ, રૂષીમહર્ષીને દાનપ્રદાન વામનનું આગમન, સર્વનું સાનંદાશ્ચર્ય ત્રણ ડગલા ભૂમીના દાનની યાચના. શુક્રાચાર્યનો અવરોધ વામનરૂપે વિશ્નુની કપટ કળા ખુલ્લી કરવી. છતાં બળીની દાન દેવાની હઠ. શુક્રાચાર્યનો અભિશાપ સૂક્ષ્મ રૂપે દાન દેતાં ઝારીપ્રવેશ ચક્ષુ ફુટવી. દાનનો સંકલ્પ વૈરાટ રૂપ દર્શન બે પગલાંથી. ત્રૈલોક્ય ભરવું. ત્રીજું

પગલું બળિના મસ્તક પર મૂકીને તેને પાતાળમાં ચાંપવો. પ્રતિહાર બની વિષ્ણુએ બલિને પાતાળની ગાદી ઉપર અભિષેક કરવો. દેવ દાનવની સ્તુતિ.

અંતિમ આનંદ. ૐ શાન્તિ. શાન્તિ. શાન્તિ.



## મુખ્ય પાત્રો

બલિ—દાનવપતિ વિરોચન નો કુમાર.
ઇન્દ્ર—દેવતાઓનો પતિ
બ્રહસ્પતિ—દેવગુરૂ
શુક્રાચાર્ય—દાનવ ગુરૂ.
જયંતકુમાર—ઇન્દ્રનો પુત્ર
બાણકુમાર—બલિનો પુત્ર.
ત્ર્યંબકરામ—તડાકીયો જોશી
ફરશુરામ—ફડાકીયો વૈદ.
વિજાણાશંકર—વાયડો ગોર

## સ્ત્રી પાત્રો

અનંગભદ્રા—બલિની પુત્રી.
જયંતિ—ઇન્દ્રની પુત્રી.
લક્ષ્મિ—સમુદ્ર તનયા. આદ્યશક્તિ. મહામાયા.
મોહિનિ—વિષ્ણુ અવતાર.
શચિ—ઇન્દ્ર પત્નિ.
વિંધાવલી—બલિ પત્નિ.
અદિતિ—કશ્યપ પત્નિ. વામનની માતા.
લાડવઈ—તડાકીયાની નવી.
સૂરજ—ફડાકીયાની ગૃહલક્ષ્મિ.

તે શિવાય નારદ-શંકર. વિષ્ણુ. દેવ. દાનવ. ઋષી. દાસ દાસી. વિગેરે વિગેરે.

ૐ

श्रीमद् वाघ सद्गुरवे नमो नमः

# વામન અવતાર

## (બલિ-ચરિત્ર) નાટકના ગાયનો.

મંગળા ચરણ,

શ્રી હરી ૐ તત્સત્ પ્રણમામી,
સુખધામી અખિલ વિશ્વ સ્વામી,
વિશ્વ વિલાસી જ્યોતિ પ્રકાશી,
અજર અવિનાશી
બ્રહ્માંડ બ્રહ્મ સ્વરૂપ સુખરાશી
પંચ મહાભૂત ધરે તુજ ધ્યાન
તવ સ્તવન નવિન પ્રકટાવે જ્ઞાન—શ્રી.

૨

ઓર્યંભાળા—

અદ્‌ભુત અકળિત કળા શી તારી અવિનાશી નાથ
વીભુવર ભવ ભયહારક સ્વામી અવિનાશી નાથ!
પ્રણતપાળ સુખકર તમે સુરના નરવરના
મુનિજનના છે હિતદયાળ!!—અદ્‌ભુત

અસુરકાળ ધર્મપાળ સ્વામી ગુણગામી
નીજધામી નિર્ગુણ નૃપાળ ! !—અદ્ભુત.

૩

લક્ષ્મિ—

ક્ષીર સાગરની હું સુતા કમળા છે મુજ નામ
કુંવારી છું કન્યકા વરમાળ ધરૂં કોઇ શ્યામ
સુર અસુર ગુણવાન તમે સર્વ કુળવાન
શોધી લાયક સમાન હર્ષથી :વરૂં શ્રીમાન્
પ્રગટી લક્ષ્મિ સીંધુ બાળ આવી હૃદયમાં ધરીવ્હાલ
કોઈ સુંદર સુરબાળ અર્પું તેને વરમાળ—સુર.

૪

મોહિની—

મધુરી મોહીની મારો મદન મહેમાન છે
ખીલ્યું નવરંગી મારૂં જોબન ગુમાન છે
વસંતની વાડી ખીલી ફુલડાં એ મ્હેકાય
મદભર યૌવન રંગથી અંગ બધુ લ્હેકાય.—મધુરી
નાજુક છાતીની છટા નાજુક મારો નાથ
નાજુક નાની નારને નાજુક ભરતો બાથ—મધુરી
નાજુક આશુક ઉરમાં મીઠો મારો પ્યાર
નાજુક જોબન બાગમાં નાજુક કરે વિહાર—મધુરી

૯૨૧



૫

ઝંઝોટી—

સંસારે સાચું શામનું નામ માત્ર એક દામ દામને દામ
વાહ ભાઇ દામ ! વાહ ભાઇ દામ ! !—સંસારે
દામવંત તે સહુથી ડાહ્યો હોય ભલેને હજામ
દામવંતને દ્વારે જઇ સહુ સો સો ભરે સલામ—વાહ
પંડીત કાજી પ્રવીણ પુરાણી રાજા રંક તમામ
વૈદ વકીલને વેશ્યા સર્વે દામની પાસે ગુલામ—વાહ

૬

લાવણી—

ક્યાંય સરખી સમાણી જોડી ના મળે
સુનો લાગે સંસાર એળે જાયે અવતાર—ક્યાંય
ખીલી જોબન ફુલવાડી પ્હેરી પચરંગી સાડી
કંચુકી કમાનવાળી મારી આંખડી અણીયાળી
જોબન બહાર જાયરે—સુનો

ચંપા કળી સુંદર સરસ ભમરો સુગંધી ના લહે
કંટક છતાં ગુલાબ કળીપર ભ્રમરજી રાજી રહે
કસ્તુરી કાળા રંગની ઉત્તમ સુગંધી છે ભરી
હું છું રૂપાળી પદમણી તે મૂર્ખને પાલે પડી—સુનો

૭

લાડવઇ—

છોને કહેતા છકેલી રંગીલા મને છોને કહેતા છકેલી.
હું તો જોબનમાં ઘેલી બનેલી—રંગીલા.
બાગ બગીચાની સ્હેલ બહુ સુંદર જાણે શું ઘરમાં ગોંધેલી
બદામી હલવોને ધારી જલેબી તાજી તાજી ખાઉં પ્હેલી
—રંગીલા.
સાટીનની સાડીયો કસબી ભરેલી કોર સમણે ન કોઇયે દીઠેલી
પોલકાને ચોળીયોનો પાર નહિં મારે લટકેથી લુંટી લાવેલી
—રંગીલા.
નવસેરા હાર સાચા મોતીના સુંદર બંગડીઓ માણેક મઢેલી
લુંમણાંને ઝુંમણા આ લાડવઇ પ્હેરતી વિદ્યા હું પાકી ભણેલી
—રંગીલા.

૮

અનંગભદ્રા—

બાળા લતા સખી જો ! શી આ મંદ મંદ ડોલે !!
નિર્લજ વાયુ તેની ચુવા આનંદ જો ! લે !!
પવને સખી ચુંબિત્ આ લતિકા
દીસતી નીજ ગાત્રથી કંપીત્ હા !
કરતી કળી સ્મીતથી ભાવ છતાં
મુખપટ ઘુંઘટ ખોલે—બાળા.

દાડીમ ફળજો પકવ આ ફુટી રકત શાં દેખાય છે
સખી–જાણે તરૂણી સ્તનપરે સ્મર તીર ચિન્હ જણાય છે
અનંગ–આ કેતકી કરવત સમી વિરહી હૃદય જોતાં ચીરે
સખી–ચંપાકળી દિપજ્યોતિ સમ વિયોગી જન જોઇ પરજળે
અનંગ–અલિ જો ! અલી કળીથી રતિમંત્ર ગુપ્ત બોલે
—બાળા.

( કવિ છોટાલાલ )

૯

સખી—

સજની મારી રજની કયાં રમી આવી સાચું બોલ
અનંગ–સહિયર શાણી તું આળ ચડાવે શીદને કેડલો છોડ
સખી–હાલે તારી વેણી ગુંથીતી હમણાં કયમ વીખરાણી
પરસેવો તને કયાં વળ્યો તારી ભમ્મર કયાં ભીંજાણી
—સાચું બોલ.

અનંગ–કાળો ભમરો શીરપર બેઠો ઉડાડતાં વેણ તુટી
પરસેવે ભમ્મર ભિંજાણી લાપોટે લટ છુટી—કેડલો.
સખી–અંગ પહેરતી અતલસ ચોળી સહિયર સર્વે વખાણી
કંચુકી કસ છુટી ગઇ કયાં આવડી કયાં ચોળાણી
—સાચું બોલ.

અનંગ–વાટે હું તો ભુલી પડી ગઇ એકલડી ગભરાણી
કંચુકી ઉર તંગ પ્હેરીતી તેથી બહુ અકળાણી

સખી—અધરદંત બેઠા દીસે છે ઉરમંડળ નખ લાગ્યા
એવો રસીયો કોણ મળ્યો તને કામબાણ કયાં વાગ્યા
—સાચુંબોલ.

અનંગ—રમાડતી સારીકા રંગે મધુરી કામણગારી
ચંચળ થાંચ મારીને નાઠી તમથી હું તો હારી મારી

૧૦

અનંગભદ્રા—
સ્નેહ સેજ વાલમ લ્યો સ્વીકારી! પ્રેમધારી!!
જયંત— નયન જ્યોત વદન કાંન્તિ તુજ પ્યારી
અનંગ—.............પ્રિય સ્વર્ગના વિહારી—પ્રેમધારી
મધુર વચન મરસાળા પ્યારા મૂર્તિ હૃદય ધારી
થઇશ હું જળધારી પ્રાણાત્મા ઓવારી
સ્મરૂં સુર સુત સૌભાગ્ય સ્નેહધારી—પ્રેમધારી

૧૨

શુક્રાચાર્ય—
વીર ધર્મ કર્મ દીલ ધારી
અસુર સકળ દળ અસ્ત્ર ગૃહીને
સુરગણ યુદ્ધ વિહારી—વિરધર્મ
સ્વર્ગ મૃત્યુ પાતાળ ભરી
કરી એકય ત્રૈલોકય સુરારી!—વિરધર્મ
સુર્ય ચંદ્ર સુરેન્દ્ર દમી
મઘવેશ મુકુટ શિરધારી—વિરધર્મ

૧૨

નારદ—

નિર્બળ તે જનને જાણો જે ભાગ્ય આધીન થઇને ભમતા
કર્મ ઉપર વિશ્વાસ ધરીને કાર્ય નહિં સરતા—નિર્બળ
આપત્તિ શીર લાખ પડે પણ ધૈર્ય કદી નવ તજતા
રિદ્ધિ સિદ્ધ ઉધમથી પામી દુશ્મનથી નવ ડરતા—નિર્બળ
પુરૂષાર્થી નીજ માર્ગ શોધીને દુઃખ નહિ દીલ ધરતા
સિંહ વને ઉધમ વીણ ઉંઘતા મૃગનવ મુખમાં પડતા—નિર્બળ

૧૩

અનંગભદ્રા—

મન મોહન સુંદર શ્યામ પધારી મન મંદીરીયે મ્હાલો
જયંત—રસસુંદરી મનહર રતીરમણી લ્યો અમૃત સુખનો
લ્હાવો.

અનંગ—મન મોતીની માળા પ્હેરાવું પ્રીયતમને હું રીઝાવું
અંતરના હિંચોળે ઝુલાવી પ્રેમ સુધારસ પાવું—મન
જયંત—નંદનવન સોહામણું સમીર સુગંધીત વાય
ખલિતનયા પ્રિયમાનુની મધુર વદન મલકાય—રસ
અનંગ—મીઠું યૌવન પુર છે મીઠો તવ અનુરાગ
રમશું રજની શ્યામ સંગ ઝીલી પ્રેમ પરાગ—મન

અનંગભદ્રા:— ૧૪

છોડોજી રાજ! તમથી હારી
જયંત—...............લજાઓ ન પ્યારી!!—છોડો

સ્વેદબિંદુ હઈ સુખારી
અનંગ—..........લુચ્ચાઈ તમારી !—છોડો
જયંત—બિંદુ ઘનશ્યામ ચંદ્રકપોલ પર બે પ્યારી
અંકીત સુખાવે ચંદન મંદ લટક મરાળી
અનંગ—મનમોહન સુંદર શરમાવે શીદ બાળી.
શુદ્ધી શું વીચારી !—છોડો
જયંતી— ૧૫
બન્ધુ વશ કીધો મારો જે સરલ હૃદય ગુણખાણો
અનંગ—નણુદી નવ દોષ અમારો છે કપટી વીર તમારો
શયનભુવનમાં હતી એકલી છેદ કરી છુપાઇ રહ્યા
અંક ભરી પાલવ મુજ પકડી મોહન મન ભરમાવી
ગયા—નણુદી
જયંતી—ચંદ્રવદન મુખ શરદેન્દુ સમ ભ્રકુટી કામણગારી
કામણ કરી લલચાવ્યો ભમરો લલીત કળા છે તારી—વશ
અનંગ—મનમોહને બોલાવી સાન કરી હું ભોળી ભુલ ખાઇ ગઈ
સ્મરતણાં શરથી ઉર ભેદયું પરવશ થઈ લોભાઇ
રહી—નણુદી
જયંતી—ખીલેલી જોબનવાડી તુજ મોહ રતી રંગ ન્યારો
ભુરકી નાખી તેં ભરમાવ્યો ભાન ભુલ્યો વીરમારો—વશ
જયંતી— ૧૬
ઘેલી કીધી અલબેલા મોહક બાણુ મારી.
તેં ભુરકી નાંખી ભારી છે મૂર્તિ જાદુગારી

મંદહાસ્યે ચિત્તડું ચોર્યું, કામ કટાક્ષે કાળજ કોર્યું

બાણકુમાર—પ્રેમપિંજરે પુર્યો અંતર વ્હાલે પ્યારી—ઘેલી

જયંતી—વ્હાલ ભરી રસીકવાણી વાલમજી વીણ સુલેવેચાણી

બાણકુમાર—સ્નેહ તારે સાંધ્યો એ બાળપુરે કુમારી—ઘેલી

ફરશુરામ—  ૧૭

ગોળ ખાઓ લ્યો ત્રંબક તડાકીયા

ત્રંબક—લાવો લાવો ફરશુરામ ફડાકીયા

ગોર—બંન્ને જુઠાને લુચ્ચા હડાકીયા—ગોળ

ફરશુરામ—કન્યામાં કંઈએ કેણ નથી તમે હૈયામાં હીંમત ધારજો.

ત્રંબક—વર છે રૂપાળો વિદ્વાન વરણાગીયો કામદેવ કેરો અવતારજો—ગોળ૦

ગોર—જોશીને વૈદ મળ્યા વેવાઈ હોંસીલા ઘડીયા લગન નિરધારજો

વ્હેલા પધારજો લગ્ન મંડપમાં આનંદ આવશે અપારજો—ગોળ

નારદ—  ૧૮

ભજન કર નારાયણનું ભાઈ

[illegible] પ્રભુ દિનદયાળા નામસ્મરણ સુખદાઈ—ભજન

જલસ્થલ વ્યાપક ધર્મ ધુરંધર દેશે અભયપદ ભાઈ—ભજન

૧૯

અનંગભદ્રા—

અમર સુખદ સંગ વિહાર નવરંગ
સ્ત્રીયવૃંદ નંદનવન સુર ક્રીડન ઉપવન
વિપત્તિ વિસરાય રસમય સુખ સંપત્તિ
નજરા સદા યુવા રહે સ્વર્ગ સુધામયી—અમર

૨૦

લક્ષ્મી—

ચપળા ચમકે વાદળમાં ચંદા છુપી રહી નભમાં
ટહુકે કોકીલા વનમાં વ્યાકુળ કરે સ્મરતનમાં
બંસરી અધર પ્રવાલે કૌસ્તુભ મણી શી વિરાજે
કર્ણે મકરાકૃત કુંડળ પદકંજ નુપુર રાજે—ચપળા
કેશર તિલક વનમાલા મદભર મનોહર લોચન
સુંદર વદનપર વારી તલસાવે મુજને મોહન—ચપળા

૨૧

દેવાંગના—

ગૃહદેવી કોને કહેવી ? તેતો રીત બતાવો દેવી
હવે વળી ગૃહીણી ગુણમાં કેવી ? દેવી ! !—ગૃહદેવી
નાથ નગીના નચવી નયને નયન નયનમાં હળે
રસબસ થઈને રસીયા સાથે રજની સુખમાં ગાળે
આભુષણ ધારે નવનવા નિતઃતેને ગૃહણી કહેવી !—ગૃહ

લક્ષ્મી—જગ સેવાના વ્રત આદરે સ્વામીને સંતોષે
કટુવચન નીજ કાંત કહે પણ કદિ ભરાય ન રોષે
સુખ દુઃખમાં સદા પ્રસન્ન રહે તેને ગૃહીણી કહેવી—ગૃહ
દેવાંગના—અર્થ સુક્ત તવ મીઠી વાણી અંતરમાં ઉતારી
મોહ સાચવી કરશું પ્રેમે ગૃહવ્યવસ્થા સારી
અંતરની મમ ગ્રંથ ઉકેલી જ્ઞાન દીધું મહાદેવી !—ગૃહ

(બ્રુ. એ. કવિ વૈરાટી)

૨૨

લક્ષ્મિમ—
થાઓ બટુક બ્રહ્મચારી શ્રુતિ તારી
તે દિનની ઓળખાણુ વ્હાલમાં !
સુરવર શીરમોર મલુણાં ધરણી પીઠે ધારી
તાર્યાં વેદ અસુર મારી મનુમંડળી તારી !
વાહ ન્યારી ! કળા તારી !!
દીઠી આજ વ્હાલમાં !—થાઓ

(બ્રુ. એ. કવિ વૈરાટી)

૨૩

જયતી—પ્રીતીની જ્યોત ઉરજાગી મધુરી મુર્તિ સુહાગી
મનોહર બંસરી વાગી પ્રીતમની હ્રદે મુને લાગી
વિલાસોના તરંગોમાં મીઠા મનના ઉમંગોમાં
અધીરી ઝુલતી બાળા બનીને કાન્ત અનુરાગી
ઉડા માનો વીણાં બોલે હ્રદય એ તાનમાં ડોલે
ચડયું જોબન એ ચકડોળે ઝોલાવ્યું તેં ઓ! સુરાગી—પ્રીતી

જયંતી—                    ૨૪

હું માતુની મનના ચિંતામણી તારૂણીના ઉર હૈયાહાર
આપ તરૂવર કલ્પ સમા તો હું નિત છાયા રૂપવસનાર

બાણકુમાર—તું અવનિની વિમળચંદા મુજ ઉરસીંધુ ઉછાળનાર
મુજ હૃદયની ગૃહલક્ષ્મી છો મન વાંછીત ફળની દાતાર—હું

જયંતી—આપ સુગંધીત વાયુ વસંતના હું તે સુગંધીને વરનાર
ભાગ્ય થકી મળ્યા મનમોહન સ્વર્ગ અમરગણના શીરતાજ !—હું.

૨૫

લાડવહુ—

આનંદ મંગળ આજો પરણાવી લેશું લ્હાવો
મારી વેવાણ ! રસીલી જોડી શોભશે.

સૂરજ—નીરખી કન્યા કહેશો મુખ જોઇ તાકી રહેશો—મારી

ગોર—વાહ ઠીક મળ્યું આ ટાણું એક લઉં બીજું કાણું
મળી વેવાણને વેવાણું ફેરા ફેરવોને ઝટ—મારી

ચંબક—ફૂલાકીયા વેઇ જોશો ફોળીને ત્હાડે રોશો
કેવી જાન જોટી હું આવું દુનીયામાં ઢકે વાગશે

ફેરશુરામ—તડાકીયા કહું તમને ભતી ઉમેદ મનમાં અમને
બાજા બગડાવું જોજો ફરસુરામનો ફ્રસહો—મારી

૨૬

જયંત—શી દીનદશા મુજથઇ વિધી વિપરીત અવળચ થઇ
ક્યાં અમરાપુરી સ્વર્ગ સદન મુજ કારા ગૃહ પાતાલ
ભુવનમાં
અસુર પ્રપંચે ભાન ભુલ્યો હું વિનતી કરૂં કોને
જઇ—શી દશા.

૨૭

દેવદેવાંગના—
જય જય સુરપતિ શિરતાજ ! સ્વર્ગભુવનના છો અધિરાજ
યક્ષ કિન્નર ગણુ યશ ગુણુ ગાયે અમરગણુ ઉર આનંદ થાયે
કીર્તિ પ્રતાપ સુજશ જય પામો અમરનાથ દુઃખ સહુ
વામો—જય.

વામન— ૨૮
અમૃતથી પણુ અતી મીઠી લાગે માતપીતાની સેવા
જનની જનકના પદ પૂજન તે મધુરા મધુરા મેવા
સ્નાન ધ્યાન સંધ્યા તર્પણુ કરી અગ્ની-હોત્ર સુધારે
પ્રેમે ન પૂજે માતપીતાપદ વૃથા વખત તે ગાળે-અમૃત.
બ્રહ્મા વિશ્નું મહેશથી મહીમાં માતપીતાનો ભારે
પ્રગટ ઇશ નીજ જનની જનકની સેવા સપુત સુધારે—અમૃત

અંબક— ૨૯
કરી છેતરપીંડી કન્યા હુલી પરણાવી જઇ ક્યાંક
કરૂં છું સરકારમાં

ફરશુરામ—ચંદરીયો શંકરીયો વર છે કાંણો તજ તારૂં
તપાસ પળ વારમાં
ત્રંબક—............હવે તો તો કન્યા છે ચંપાની પાંખડી
ફરશુરામ............કામદેવ જેવાની ફુટેલી આંખડી
ત્રંબક.................લુચ્ચાના પીર તને જાણ્યો ફુડાકીયા
ફરશુરામ—..........ઠગછો પાટણનો તું ત્રંબક તાજકીયા
ત્રંબક—ચુપ...........ચુપ...........ચુપ..........
ફરશુરામ—જા........જા.......જા
ચોર—.........અહિં નથી ઘરાળકે ઉલાડમાં—ફરી

અનંગભદ્ર— ૩૦

નીશા અનંત દુઃખની પીયુ વીતી ગઈ
પ્રભા આનંદની આ ખીલી જુવો શોભતી
મધુર સમીર મલય વાય પુષ્પ આ ખીલે
મધુર પંખી લલીત ગાન કરી તરૂ ઝુલે

જયંત—રવી જતાં શશી પ્રભા સંધ્યા સરી જતી
ઘટમાળ ભાગ્યની એ રીત ઘડી ભરી જતી.—નીશા

અનંગભદ્રા— ૩૧

મૂર્તિ ભરી અંતરમાં પ્યારા શિરોમણી સુરના
તન મન ધર્યું ચર્ણમાં નિશદીન રહું શર્ણમાં

જયંત—મુગ્ધા મધુર મનહારી તુજ દર્શ આનંદકારી
સોભાગ્ય સતી સુતનયા હૃદયેશ્વરી વસી તનમાં

અનંગ—વ્યાકુળ બની છું પ્રેમે નીભાવશો ઉર નેમે
મનહંસ માનસ સરના સુખચંદ્ર તારૂણી તનના—મૂર્તિ

## વિરાટ દર્શન

શાંતિ.................શાંતિ.................શાંતિ

# જાહેર ખબર.

શ્રી રમાકાન્ત નાટક સમાજમાં ભજવાતા નાટકોની ચોપડીઓ સમાજનો જ્યાં મુકામ હશે ત્યાંથી રોકડી કીંમતે મળશે.

| નાટકનું નામ | કીંમત |
|---|---|
| ચંદ્ર. બક્રિમ | રૂ. ૦–૩–૦ |
| બાજીરાવ | ૦–૩–૦ |
| પરમહંસ | ૦–૩–૦ |
| પ્રભાવતિ | ૦–૩–૦ |
| રેવા ચૌધરણી | ૦–૩–૦ |
| જરા સંધ | ૦–૩–૦ |
| રાં નવઘણ | ૦–૩–૦ |

માલિક.

રમાકાન્ત નાટક સમાજ.

---

શા. ચુનીલાલ અમીચંદના ધી જૈન એન્જીન પ્રિ. પ્રેસમાં
પ્રસનવદન છબીલારામ દીક્ષિતે છાપ્યું ઠે. ખપાટીઆ ચકલા
સુરત અને અમૃતલાલ મહાદેવ ઇશ્વર આશારામ
ઓઝાએ પ્રસિદ્ધ કર્યું. ઠે. સૂર્યપ્રકાશ
થીએટર સુરત.